ॐ

સાહિત્યમાળા.

પુષ્પ ૧ લું.

# રસ ઝરણાં.

લેખક;

રા. રા. મોતીરામ નરહરિશંકર શુકલ.

પ્રકાશક;

શ્રી વાલેપારલે લીટરરી યુનીયનના તરફથી મંત્રી—

ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬ સન ૧૯૨૦.

કીંમત. ૦—૬—૦.



**રા. રા. મોતીરામ નરહરિશંકર શુકલ.**

જન્મઃ—૧ લી ફેબ્રુઆરી ૧૮૮૮. સંવત ૧૯૪૪ મહા વદ ૪.

ૐ

# પ્રકાશકના બે બોલ.

જનસમૂહની સાધારણ માન્યતા છે કે પર્વતોમાંથી નીકળતાં ઝરણાંઓનું વારિ ઘણું સુખકારક અને લાભદાયક હોય છે; અને તેથી જો માનવીઓ આવાં પાણીની અભિલાષા રાખે તો તે કંઇ નવાઇ ભરેલું નથી. આ વાત પણ ખરીજ છે કે દરેકે દરેક ઝરણું એકજ જાતનું પાણી આપતું નથી; પણ અનેક તરેહના ભંડારનો આવાં ઝરણાંમાં સમાવેશ થાય છે. થરમોપાયલી (Thermopylæ) કે જે ખીણ લીયોનીડાસના નામથી પંકાઇ ગઇ છે અને જે ગ્રીસ દેશની ઓળખાણ કરાવે છે તેની માંહેથી વહેતું પાણી દર્દીઓને નિરોગી બનાવતું હતું. હિંદમાં પણ આબુ પહાડમાં આવી જાતનાં ઝરણાં મળી આવે છે. કોઇકનું પાણી સ્વાદમાં અમૃત સમાન લાગે છે, કોઇકના પાણીના સ્પર્શથી મન વિશુદ્ધ થાય છે અને કોઇકની અંદર સ્નાન કરવાથી દેહ પવિત્ર થતો મનાય છે. આવી જાતનાં ઝરણાં આ લઘુ પુસ્તકની અંદર જણાશે. હું ઇશ્વરનો ઉપકાર માનું છું કે આ વીલેપારલે સાહિત્ય સેવા મંડળ આવી જાતનું કામ કરવા સમર્થ થયું છે.

આ "રસ ઝરણાં"ના વહેવડાવનાર સુરત શહેરમાં આવેલા નાગર ફળીઆના વતની રા. રા. મોતીરામ નરહરિશંકર શુકલ છે. હાલને માટે તમારી ઉત્કંઠાને વધારે વાર ન રોકતાં એટલુંજ કહીશ કે તમે કર્તાના નામથી, દામથી તથા કામથીજ સંતોષ પામશો. ઇશ્વર કૃપાથી બીજી આવૃત્તિમાં તેમની પુરેપુરી ઓળખાણ કરાવીશ.

પ્રિય પાઠકો ! તમારી અવગણના તો હું કેમ કરી શકું ? આ કાર્યને માટે તમારી મદદ જરૂરની છે, અને પૂર્ણ આશા રાખું છું કે તમે સહાયતા આપશો. સાહિત્ય સેવાનું માંગલિક કાર્ય પદ્યથી શરૂ થાય છે તેથી તે ન્યાયાનુસાર છે, જો કંઇ સુચના કરવી હોય તો જરૂર ખુશીથી જણાવશો. ઘણે ઠેકાણે ચિન્હો મૂકવાના રહી ગયાં છે તે આવતી આવૃત્તિમાં મૂકાશે. વટાંત ધ્યાન બીજી આવૃત્તિમાં આપવામાં આવશે. શુભ કાર્યને ઉત્તેજીત કરો અસ્તુ. હવે તો માતા સરસ્વતી તમારી રહેમ નજરની આવશ્યકતા છે.

## હરિગીત છંદ.

ઓ માત મારી શારદા, તમ આંગણે ઉભા રહ્યા;
તમ આંગણે ઉભા રહ્યા, તમ બારણાં ઠોકી રહ્યા.
ઉઘાડજો, ઉઘાડજો, મુખ આપનું દેખાડજો.
વીણા તણા તમ સુરને, અમને બહુ સુણાવજો. ૧

સાહિત્ય સેવા આદરી, આજે ઘણા ઉલ્લાસથી,
તે કામ પુરૂં પાડજો, ઓ માત પુર ઉજાસથી;
કંઇ ખોડ ખાંપણ હોય તો, તેને તમે સુધારજો;
અજ્ઞાનતા દીસે કંઇ તો, તે તમે ભૂંસાડજો. ૨

૪૧, વેસ્ટ,
વાલેપારલે,
થાણા.
૧ લી જુન ૧૯૨૦.

લી૦ સેવક,
**ગોકુળભાઇ દોલતરામ ભટ્ટ,**
ઓન. સેક્રેટરી,
ધી વી. પા. લી. યુનીયન.

ॐ

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાંની કવિતાઓ–જોકે એને કવિતાઓ કહેવી કે કેમ તે પણ મારે મન તો સંશયયુક્ત વાતજ છે, કારણ કવિની વાણી તેજ કવિતા; અને મારામાં કંઇક અંશે પણ કવિત્વ હોય એમ હું ધારતો નથી, અને તેથી એ એક ગાંડા ઘેલા ભક્તના પદબંધ પ્રલાપો, એ મારા સમય સમયના મનના ઉભરાઓ છે.

જેમ વર્ષાઋતુમાં કોઇ નાનકડી ટેકરીમાંથી નાનાં નાનાં ઝરણો ફૂટે છે, તેનું જળ ગિરિરાજમાંથી વહેતી નદી જેવું મધુર, શુદ્ધ અને પુણ્યમય હોતું નથીજ, તે જળ નદીજળ જેટલી લોકસેવા કરી શકતું નથીજ, તેના જેટલું વેગ અને શક્તિમંત પણ હોતું નથી, તેમજ નિકટ વસનારનેજ યત્કિંચિત્ આનંદ આપી શકે છે તેવીજ આ કવિતાઓ છે, અને તેથીજ એ પુસ્તકનું નામ રસ ઝરણાં રાખ્યું છે. જેમ કેટલીક સરિતાની પાસેની ટેકરીઓ સરિતાનું જળ લઇ અન્ય માર્ગે બહાર વહેવડાવે છે, તેવાં ઝરણો પણ આ સમૂહમાં દેખાશે; અને તેમાં કંઇક રસ પણ લાગશે, તો તેનું માન તે સરિત્‌ને ઘટે છે, અને સંસર્ગથી જે દોષ તેમાં પ્રાપ્ત થએલા લાગે, તે ટેકરીનાજ સમજવા.

એ ઝરણાંના પ્રાગટ્ય કાળે એવો વિચાર ન હતો કે એને સજ્જનપાદમાં અને ગુર્જરગિરાની સેવામાં અર્પણ કરવાં. તેનું એક કારણ તો એ એનું જળ અર્ઘ્યપાદ્ય યોગ્ય મને લાગતુંજ

નહિ અને હજુ લાગતું નથી. તેમજ એવું એવું પણ પાત્રમાં વાપરવાનો પ્રસંગ અને અનુકૂળતા પણ પ્રાપ્ત નહતાં. પણ હવે આજે એ પ્રસંગ પ્રાપ્ત થાય છે અને તે પ્રાપ્ત કરાવનાર મુંબઇનાં વીલેપાર્લે નામનાં એક નાનકડાં પરાંની સાહિત્ય સભાના સભ્ય મહાશયો અને તેના મંત્રી ભાઇ ગોકુળભાઇ દોલતરામ ભટ્ટજ છે, અને એ સેવાનું પ્રાપ્યસ્થાન ઝરણુજળને પ્રાપ્ત થયું, તેમાં ગિરિને અભિમાન કરવાનું કંઇ કારણ નથી. હા, ઉત્પાદક તરીકેનો તેને જે સ્વાભાવિક આનંદ લાગે, તેનો દંભથી તે ઇનકાર કરતો નથી. તેમજ પોતાના જે દોષો એ ઝરણુજળમાં હોય તે પણ વગર સંકોચે કબુલ કરે છે.

એ ઝરણોમાં નથી જોઇએ તેવી વાણીની શુદ્ધતા, અર્થની ગંભારતા, સુસ્વરની ધૂન, શબ્દની મધુરતા, શાંતિની શીતળતા કે ચમત્કૃતિ પુષ્પની પરિમળ, તોપણ ભક્તિપૂર્વક અર્પણ થએલાં પત્ર, પુષ્પ, ફળ કે જળ એ એકલા ભગવાનથીજ નહિ પણ સર્વથી અંગીકાર થાય છે, તેમજ આ રસ ઝરણાં પણ સેવા યોગ્ય ગણાઇ માત ગુર્જરગિરા અને તેના સજ્જન ભક્તોનાં ચરણામ્બુજો માટે સ્વીકૃત થાઓ, એવી આશા રાખતો વિરમું છું.

| વીલે પારલે | માતા ગુર્જરીનો કનિષ્ટ કિંકર, |
|---|---|
| તા૦ ૧૯–૫–૧૯૨૦. | **મોતીરામ નરહરિશંકર શુકલ.** |

સંવત ૧૯૭૬ ના જેષ્ટ શુદ ૧ ને બુધવાર.

# અર્પણ.

રસરાજમાંથી રવિકર કૃપાથી મેઘરૂપ થઇ ગિરિગર્ભમાં સમા ઇ તેના દોષાદિસહ બહાર નીકળતાં, જળઝરણાંઓ વિચરવાના પ્રદેશને યથાશક્તિ રસમય કરતાં, સુજન પાદમાં લોટતાં, તે રસરાજનેજ અર્પણ થવા સરજાયાં છે, તેમજ આ રસઝરણાંઓને પણ તેવીજ સેવા અને સ્થાનમાં અર્પણ કરૂં છું, તે સ્વીકૃત થાઓ. અસ્તુ.

કર્ત્તા.



# રસ ઝરણાં.

## (૧)

### પ્રભાત.

હૃદયમાં સ્ફૂરતું આત્મનું તત્ત્વ જે, તેહનું પ્રાતરે ધ્યાન ધરવું;
જેહ તુરીય છે, પરમહંસ ગતિ, સચ્ચિયત્ સુખ એનેજ ગણવું—હૃ૦
સ્વપ્ન જાગ્રત્ સુષુપ્તિની માંહિજે, નિત્ય રહે છે પ્રકાશ રૂપે,
એવું જે બ્રહ્મ નિર્મળ તે હુંજ છું, નાહિ હું ભૂતનો સંઘ છું રે—હૃ૦.
મન અને વાણી પ્હોંચી શકે નાહિ જયાં, તે ભજું પ્રાતરે બ્રહ્મ ભાવે;
અનુગ્રહે જેહના વાણીઓ નિખિલ જે, તેહને વિષે પ્રકાશ આવે—હૃ૦.
વેદ જે અખિલ છે, તેહ એ બ્રહ્મને, 'નેતિ, નેતિ' કહીને બતાવે;
કે'છ એને વળી દેવનો દેવને, અચ્યુત, અગ્ર્યને અજ ગણાવે—હૃ૦.
પ્રાતરે હું ભજું તમથકી પર અને, જેહ છે સૂર્યના વર્ણ જેવું,
જેહ છે પૂર્ણ ને જેહ પુરૂષોત્તમ, પદ સનાતન એનેજ કહેવું—હૃદય૦
રજ્જુમાં સર્પની પેઠ આ જગત્ સહુ, ભાસે (જેની) અશેષ મૂર્તિ વિષેરે
વર્ણવ્યું એહ ભગવત્પાદાચાર્યએ, પ્રાકૃતે મોતીરામ કહે છે—હૃદ૦

(૨)

## મનશુદ્ધિના સંકલ્પો.

### શિખરિણી.

જદા જાગું ત્યારે, અતિ દૂરજ જેતો જઇ શકે
સુષુપ્તિમાં તો એ, અતિ સમિપ આવી મુજ રહે
દુરંગામી જ્યોતિ, સહુ તણુંજ જ્યોતિજ ઠરતું
થજો તે તો મારૂં, મનજ શુભ સંકલ્પ કરતું.

ઋષિઓ મેધાવી, રત નિજતણાં કર્મ કરવે
ધીરા યજ્ઞે કર્મો, સુખથી કરતા જે મન વડે
સહુથી આદિ જે, સમરથ પ્રજામાંહિ વસતું
થજો તેતો મારૂં મનજ શુભ સંકલ્પ કરતું. ૨

ગુણો ધૈર્યાદિ ચેતનરૂપ સુપ્રજ્ઞાન ધરતું
વળી જ્યોતિ એ છે, અમૃતરૂપ સૌમાંહિ વસતું
નહીં જેના વિના, કંઇ પણ થઇ કર્મ શકતું
થજો તેતો મારૂં, મનજ શુભ સંકલ્પ કરતું. ૩

થયું ને થાવાનું, વળી ભુવનમાં જે થઇ રહ્યું
ખરે તે જાએ છે, અમૃત ધરમીથી સહુ ગ્રહ્યું
અને સાતે હોતા, સહ હવન વિસ્તાર કરતું
થજો તેતો મારૂં, મનજ શુભ સંકલ્પ કરતું. ૪

રથે નાભિ ચક્રે, જડઇ રહી આરાતણી વલી

ખરે તેવી એમાં, ઋક યજુ વળી સામની વર્લી
સહુ પ્રાણીનું એમહિ, સહુજ તો જ્ઞાન વસતું
થજો તેતો મારૂં, મનજ શુભ સંકલ્પ કરતું.

લગામે ઘોડાને, નિયત કરી હાંકે સુરથી જે
ખરે તેવી રીતે, મનજ લઇ જાએ મનુજને
હૃદે રે'નારૂં એ, અજર અતિ વેગી મન ખરૂં
થજો તેતો મારૂં, મનજ શુભ સંકલ્પ કરતું.

---

(૩)

## ઉપજાતિ.

વાણી અને અર્થ સમાન માનો,
સંબંધ માતા જગના પિતાનો;
વાણી અને અર્થની સિદ્ધિ માટે
ઉમા સદાશિવજ વંદું સાથે.

---

(૪)

## મન.

### મનહર છંદ.

પાણીતણો પૂર વેગ, તેનાથી અધિક વેગી
વાયુ તણો વેગ નહિ, જેનાં લેખાંમહિ છે,

વિજળીનો વેગ તેનાથી પણ અધિક વેગ
મન તણો તો મનાય, દુનિયાની મહિ છે;
એવું મન દોડી જાય, ઝડપથી પળ માંહિ
જહાં પ્હોંચી શકે નહિ, પાણી વાયુ વિજળી,
આમ દોડે તેમ દોડે, પણ મોતીરામ, બ્રહ્મ
અનુભવ લેતી વેળા, જાય છે પાછું વળી.

---

(૫)

## રસ.

### મનહર છંદ.

કહે છે સરસ રસ, શેરડીનો ઘણાએ ને
કેરીનો મધુર રસ, ઘણાએ વખાણે છે,
ઘણાએક સાકરના, સ્વાદને વખાણે છે તે
સ્વાદ ગોળ મધતણો, મિષ્ટ ઘણા જાણે છે
ખારો અને ખાટો વળી, તીખો અને મીઠો પણ,
કડવો કટાણો એમ, રસ છજ કહ્યા છે,
જેને જેવો ભાવે તેને, તેજ ખૂબ વખાણે છે
ભોગ જોગ ભાવ થકી, મનુષ્યોએ લહ્યા છે. ૧
ઘણાએક ખટરસ, ભોગતણા ભોગી છેને
ઘણાએક એકરસતણા ભોગી હોય છે,
સહુથી સરસ રસ, નિજ સ્રીના અધરનો
તેની ખૂબી જાણનાર. સુજન તો કોઇ છે

સહુથી સરસ રસ, વામાતણા અધરનો
કહ્યો પણ તેનાથી સરસ રસ એક છે,
બ્રહ્માનંદ રસ મોતીરામ જેણે જાણ્યો હોય,
તેહના આનંદમાંહિ, સહુ રસ હેઠ છે. ૨

---

( ૬ )

## મદન.

### મનહર છંદ.

મદન છબીલો જુઓ, રસીક રંગીલો મુઓ
વગર બોલાવે દુઃખ દેવા અહીં આવે છે,
અદ્દશ્ય છે એનાં બાણ, મારીને કાઢે છે પ્રાણ
દુઃખ મને બાણ એનાં તણું ઘણું સાલે છે.
શંકરે તો બાળી દીધો, કોણે જીવતો એ કીધો?
કે જનમ ભૂતતણી, યોનિવિષે ધાર્યો છે?
નહિ રંગ નહિ રૂપ દેખાયે વાયુ સ્વરૂપ
સંસારને એણે ખરે, નખમાં નચાવ્યો છે. ૧
ભૂત તો પ્રવેશ કરે, પારકાં શરીરે ખરે
તેમજ મદન બુરો પૂરો એ જણાય છે
ઉત્પાદક સંસારનો, પીડક છે યુવાનનો
મોટા મોટા વિદ્વાનોમાં, પૂજ્ય એ લેખાય છે*

---

* तस्मै नमो भगवते मकरध्वजाय ॥

આયુધ આંબા મોરનું. આચરણ છે તોરનું
વસંત ગૃહમાંહિ એ, વાસ રૂડો ધારે છે
જો કોઇ યુવક કે યુવતી જાય એકાંતે તો
બાણ તાક સાધી મારી, હૃદય વિદારે છે. ૨

---

( ૭ )

## મોહ.

ચિત્ત તું શીદને ચિંતા કરે—એ રાહ.

મોહ તું શીદને પ્રાણી ધરે, પતંગીયું દીપ મોહથી મરે—ટેક.
પારધી કેરા શરથી બચવા, હરણી દોડતી ફરે
રાગરૂપી શરને વશ થઇને, એજ બાણથી મરે-પતંગીયું૦ ૧
સાયંકાળે ભ્રમર ઘણાએ, કમળપુટમાં ઠરે
ઘ્રાણેન્દ્રિયને વશ થએથી, એજ કમળમાં મરે-પતંગીયું૦ ૨
ખાવાનો છે મોહ મીનને, તેથી એ તો મરે
એજ મોહ મૂકી માછીઓ, મીનોને પકડે-પતંગીયું૦ ૩
હાથી જેવાં મોટાં પ્રાણીને, મનુષ્ય વશજ કરે
હાથીને છે મોહ નારીનો, તેથી બંધમાં પડે-પતંગીયું૦ ૪
એક ઇન્દ્રિય વશ થએથી, એવું દુઃખજ પડે
પંચેન્દ્રિયરતને મોતીરામ એ તે કેમ નહિ નડે-પતંગીયું૦ ૫

( ૮ )

## કમલિની યોગ

### મનહર છંદ.

તડાગ શું શોભે સારૂં, કમળથી ભરેલું ને
પ્રતિબિંબ ચંદ્રકેરૂં, તેની માંહિ પડતું,
હર્ષ પામે કમલિની, પણ કમળનું મુખ,
નિસ્તેજ એ ચાંદનીની માંહિ પણ દીસતું;
રવિ કેરા વિયોગથી, વિરહી થઇ કમળ
મ્લાન મુખ થયું, જેનું ભાન ગયું લાગતું
જાણે પતિવ્રતા નારી, નાથના વિયોગ થકી
શોક ધરે દુઃખ કરે, એવું એહ ભાસતું. ૧

(પણ) કમલિની હર્ષ પામી, કમળને કે'વા લાગી,
જો જો હે કમળ મારા નાથનું વદન તું,
આકાશમાં ફરનારા, શીતળતા આપનારા
મારા નાથને જોઇને. ખુશી કેવી થાઉં હું ?
પ્રિય કેરા મુખનું અવલોકન કરીને હું
રૂપાંની ચાદરવાળા પલંગે પોઢાડું છું.
મનાઉં મારા નાથને, વિધ વિધ પ્રકારેને
માને નહિ ત્યારે હું તો, રીસાઇજ જાઉં છું. ૨
પછી મારા નાથ મને, મનાવવા આવે ત્યારે
નાથ પાસે ચુંબનનું, વરદાન માગું છું;

ચંદ્રનાથ પ્રેમે કરી, મનોરથ પૂર્ણ કરે,
તે સુખને અનુભવી, મનમાંહિ રાચું છું.
કમળ ત્યાં કે'વા લાગ્યું, ભોળી કમલિની તારી
ભ્રમણા એ તુર્ત તને સમજાવી દઉંછું
તારા નાથ દૂર બેઠા, તે કદી શું અહીં આવે,
પ્રેમી તારૂં મન એ કલ્પના સહુ કલ્પતું. ૩
પલંગમાં પોઢવાનું, એ પણ ભ્રમણા તારી
જળમાં દેખાય તારા નાથનું એ મુખડું,
તુજ નાથની સાથે, રીસાવાનું કહે છે પણ
એ તો તને પવન બનાવે છે રમકડું.
ચુંબન કરતો નથી તારો નાથ તને પણ
એ તો તારા નાથનો પ્રકાશ છે ખરૂં કહું;
તારા નાથનો સંયોગ, શિવ જટામાંહિ થશે;
પ્રસન્ન યોગથી થઇ આશિષ એજ દઉં. ૪

---

( ૯ )

## સંસાર સમુદ્ર.

### રાગ પરજ.

સંસાર આ સમુદ્ર ખારોરે, અંબે મને એમાંથી તારોરે—ટેક.
એહ સમુદ્ર ભયંકર લાગે, ખારૂં એનું પાણી,
અનેક મગરમચ્છો આવે, જાય મને તાણી;
છે મને આશરો તારોરે, માતા મને પાર ઉતારોરે—સંસાર૦ ૧

દુઃખરૂપી ખારૂં પાણી એનું, મુખમાંહિ જાએ,
ભક્તિથકી મન ચૂકીને માતા, અતિ ઘણું અકળાએ;
તેને તમે શાંત પમાડોરે, તમારા ચરણે બેસાડોરે–સંસાર૦ ૨
કામ ક્રોધ આદિ મગરમચ્છો, મોઢું પ્હોળું રાખે,
સપડાવે તેના પંજામહિ ને, કચડી તો નાંખે,
તેને તમે નાશ પમાડોરે, મને પંજાથી બચાવોરે–સંસાર૦ ૩
આડે માર્ગે દોરી જવાની, મતિ તેઓ રાખે,
તેઓની દાઢમાં નાંખી મુને, દાંત વચ્ચે નાંખે;
તેમાંથી તમે બચાવોરે, માતા મારી વ્હારે ધાઓરે–સંસાર ૪
અનેક નાનાં મોટાં મોજાં, આવે અને જાએ,
કિનારાથી મને દૂર ધસડી, વચ્ચે લઇ જાએ,
માટે મને સ્હાયજ આપોરે, ભક્ત નિજ કરીને સ્થાપોરે–સંસાર ૫
ધન તૃષ્ણા આદિ મોજાં છે એ સમુદ્રનાં માત,
કિનારો આવે દેખાવા કે, ધસડી ધસડી જાય;
તો તો ધન તૃષ્ણા નિવારોરે, સંતોષને આગળ લાવોરે–સંસાર૦ ૬
એવાં એવાં ઘણાં સંકટ પડે, ભવ સમુદ્ર માંય,
મોતીરામનો આશરો નહિ, વિણુ તમારી સ્હાય,
માટે માજી વહેલાં આવોરે, ભવાબ્ધિમાંથી બચાવોરે–સંસાર૦ ૭

---

(૧૦)

પદ. (૧)

સખી મદારી એક આવ્યો,
વાંસળડી વગાડી મારૂં મનડું હર્યું;

મનડું હર્યું મારૂં, ચિતડું ચોર્યું,—વાંસલડી૦ ૧

હું નાગણી હતી મદમાતી,
ના કોઇને ગણકાવતી'તી

મન મોજ પડે ત્યાં, ફરવું ગમ્યું'તું—વાંસલડી૦ ૨

એ વાંસલડીનો રૂડો ધ્વનિ
લાગ્યો મુને બે'ની સુણી

એ વાંસલડીએ મારૂં, જીવન હર્યું—વાંસલડી૦ ૩

મસ્ત હતી હું એ ધૂનમાંહિ,
પકડી મુને એણે ત્યાંહિ,

કેદ કરી કંડીએ ઘાલી શું કહું?—વાંસલડી૦ ૪

નાથ હવે એ નાચ નચાવે
ખેલ કરે ને મને ખેલાવે,

હું રાગની બંધાણી, જે કહે તે કરૂં—વાંસલડી૦ ૫

(૧૧)

## અભિમાન ત્યાગ.

### ભજન.

મદ માનવનો જગમાંહિ કદી ભાઇ નથી રહ્યોરે
ગર્વી દુષ્ટ તણો જે ગર્વ, હસ્તીમદ પેર વહ્યોરે—

(૧) આ પદનો અર્થ ત્રણ ચાર રીતે થઇ શકે છે. એક તો ...મે નાગણ વચ્ચે વાતચીત હોય એવો એનો શબ્દાર્થ છે, બીજો ...ાધા અને કૃષ્ણના પ્રેમ પ્રસંગને પણ લાગુ પડે છે, ત્રીજો કોઇ ...ણ પ્રેમરસ ચાખનાર યુવતીને પણ લાગુ પડશે અને ચોથો ભક્તને ...ટમાં દૃઢ ભક્તિથી જે આનંદ અનુભવ થાય છે તેનું વર્ણન છે. ...એ દરેક વખતે, વાંસલડી, નાગણી, નાથ, આદિના તત્તત્ પ્રસંગા...ુસાર અર્થ લઇ લેવા—મો૦ ન૦ શુકલ.

## હરિગીત.

'હું' 'હું' કરે પણ 'હું' મહિ સમજે નહિ એ પ્રાણીઓ,
'હું બ્રહ્મ છું' એ સારને કો દિન નહિ જો જાણીઓ;
ત્યારે પછી 'હું, હું' કરે, વળવાનું શું છે પ્રાણીનું?
હુંકાર કરતાં રાવણે તો મોત નિશ્ચે આણીયું. ૧

પ્રલ્હાદનો પિતા હતો, હિરણ્યકશિપુ રાજીઓ,
મદમાં અને મદમાં કહો શું સાર તેણે કાઢીઓ?
વળી કંસ કે'તો શ્રેષ્ઠ છું હું દેવને દાનવ વિષે
સમજુ તમે સમજી કહો, એ વાત કેમ બની શકે? ૨

જે બ્રહ્મજ્ઞાની હોય તો તે શ્રેષ્ઠ પોતાને ન કે',
છે બ્રહ્મ તો એકજ ખરે, ને વ્યાપ્ત છે સર્વ સ્થળે.
તે બ્રહ્મ ઉંચું બ્રહ્મ નીચું થાય કયાંથી ભાઇઓ?
શું રાવણે રાવણથી રાવણ નીચો ધારીયો? ૩

દૃષ્ટિ હશે જ્યાં તો વિષમ ત્યાં આત્મજ્ઞાન નહિ ઠરે
સમતા વસી જો હ્રદયમાં તો જ્ઞાનનો ત્યાં માર્ગ છે,
(માટે) અભિમાન બ્રહ્મજ્ઞાનીને થાએ નહિ એ માનજો
અભિમાન કરતો દુષ્ટ જન છે, નક્કી એવું ધારજો. ૪

---

(૧૨)

## જગતવાટિકા.

### ગઝલ.

ભલા દુનિયાં આં દેખી લો, ખરેખર એક વાડી છે
બગીચો આ બનાવ્યો છે, બહુ હુશીઆર માળીએ ૧

બનાવ્યાં ઝાડ તો મોટાં, પુરૂષરૂપી એ વાડી એ,
લતાઓ સ્ત્રી તણી કીધી, ખરે એ બુદ્ધિશાળીએ. ૨
પુરૂષ કે'છે હું સ્ત્રી તારો, નથી કોઇ અહીં બેલી
જીવન નાહિં ટકે તારૂં, ક્ષણું એક દઉં મેલી. ૩
છઉં બળવાન હું એવો, ન આશ્રય કોઇનો લેઉં
ખરે સંસાર વન તેમાં, તને ધારી હું ઉભો રહું. ૪
અરે આ જન અભિમાની જરા જોને વિચારીને
લતા જો સ્ત્રી હશે નહિ તો, ગતિ થાશે શીં તારીરે. ૫
થશે વિજનાજ ચમકારા, ફુંકાશે વાયુ જો ભારી
ગગડગડ ગાજશે ઘનને, વરસશે ખૂબ જો વારિ. ૬
ખરે તવ આ લતા તુંને, ધરી ખૂબ જોરથી રે'શે,
ત્યમજ રે પ્રાણી દુ:ખની મહિં, દિલાસો સ્ત્રી તને દેશે. ૭

---

(૧૩)

## સ્વાર્થી જગત્.

### પીલુ.

સ્વારથની આ દુનિઆં છે ભાઇ,
સ્વારથની છે સઘળી સગાઇ—ટેક.
સ્ત્રી પુત્રાદિક સ્વારથે આવે,
સ્વાર્થ થયા પછી ઉભાં રહે નાહિં, સ્વારથની—૧
સ્વાર્થથી માનુષ કર્મ કરે છે,
સ્વાર્થની એહ કરે છે કમાઇ. સ્વારથની—૨

જગતતણી બધી જૂઓ પ્રવૃત્તિ,
સ્વાર્થ વિના બીજું શું એનીમાંહિ. સ્વારથની—૩
આપસ્વાર્થમાંહિ દુનિયા ડુબેલી,
[1]સ્વાર્થીને બુદ્ધિવાળો કહે ભાઇ. સ્વારથની—૪
કર્મ બ્રહ્માર્પણ કોઇ કરે નહિ,
સ્વાર્થ આગળ આંધળા ભાઇ. સ્વારથની—૫
જો બ્રહ્મ અર્પણ કર્મ કરે તો,
જનન મરણ મોતીરામ છે નાહિ. સ્વારથની—૬

---

(૧૪)

## સંસાર રંગ.

### ભજન.

મૂરખ તું પ્રાણી સંસારમાં શું રંગાણો ?
ઘાણી તેં તાણી, ઘાંચીનો બેલ ગણાણો—ટેક.
ફોકટ ફેરા ફરી ફરીને સુકું ઘાસ તેં ખાધું,
અવિદ્યાની અંધારી બાંધી, નહિ ઓળખ્યા તેં સાધુરે—મૂરખ
જેમ ઘાંચીનો બેલ ન સમજે, ખોળ ઘાસ કે તેલ,
તેમ અરે તું મૂરખ જીવડા, સમજ્યો નહિ કંઇ મેળરે—મૂરખ
તત્ત્વ ખરૂં તું સમજ્યો નહિ કંઇ. જે જૂદું છે ભાઇ,
જા ગુરૂ શરણે મોતીરામ તું, શિવતણા ગુણ ગાઇરે—મૂરખ

---

(१) स्वार्थं साधयते धीमान्.

## (૧૫)

# તાપી તટે.

### મનહર છંદ.

તાપીતણા તટપર, બેસી તાપીને નિહાળું,
તાપી તણી ખૂબી જોઇ, ખૂબ હરખાઉં છું;
જગતમાં વેદાન્તનો, સિદ્ધાંત એ ઉપદેશે
માટે તાપી ગુણ જાણે, નિશદિન ગાઉં હું.
દાન દયા દીનતા એ, ત્રણે દદા બ્રહ્માએ તો,
સુખદ માનવ દેવ દાનવને કહ્યા છે.
તેજ બતલાવતી એ, તાપી સર્વ મનુષ્યને
દાન દયા દીનતાએ, સારરૂપ લહ્યા છે.
પાણી તણું દાન કરે, આમ રક્ષણ દયાથી,
વાંકીચુંકી ચાલે કેવી, દીનતા દેખાડે છે;
એહ જોઇ મનુષ્ય તું, સદ્‌ગુણો એ ધાર એવી
શિક્ષા નિશદિન જૂઓ, કેવી એ શિખાડે છે.
અને એવી શિખામણ આપનારી સારી સારી,
તાપીને પ્રણામ કરી, છૂટો સહુ પાપથી.
મૂંગા એના ઉપદેશે, હદ કરી નાંખી છે તે,
જોઇ મોતીરામ નમે, બહુ બહુ ભાવથી.



(૧૬)

## લેખકની કદર.

### મનહર છંદ.

માખરની ખીસકોલી ન સાકર સ્વાદ જાણે,
કદર શું જાણે વેશ્યા, પતિવ્રતા નારની?
વંધ્યા જાણે દુઃખ કયાંથી, પ્રસુતાનું કહો ભાઇ?
કુંભાર શું જાણે કેવી, કળા છે સોનારની?
રસહીન, કવિની કવિતાનો ન રસ જાણે,
રસજ્ઞ કો પુરૂષ કે, કવિ કોઇ જાણે છે.
મોતીરામ વાત જાણે, ધર્મ કેરી પાપીઓ શું?
લેખકની કદર કો, વિરલા પિછાને છે.

---

(૧૭)

## સ્તુતિ.

### લાવણી.

રામચંદ્ર રઘુવીર રસીલા, રાવણ રોળ્યો રણમાંજી,
કૃષ્ણ કંસનો કાળ કહાવ્યો, કાઢયો કાળી ક્ષણમાંજી, ૧
ગીત ગોપીકા ગાએ ગાથા, ગોવિંદ ગોકુળ ગૌચારી,
વૃંદાવનમાં વહનિ વાપ્યો, વ્હાલે વ્હાર કરી વા'રી. ૨

ધરણીધર ધનપતિ ધરાધર શાચી ધર્મ ધ્વજાધારી
માધવ માર્યો મુરદૈત્યને, મધરાતે મુરલી ધારી,
નામે નારદ નારાયણને, નિશદિન નમતી નગધારી,
પુરૂષોત્તમ પાપીઓ પ્રજાળ્યા, ભકત ભીડભંજનકારી. ૪

---

(૧૮)

## સ્તુતિ.

### લાવણી.

ત્ર્યંબકેશ્વર ત્રિલોકનાથા, ત્રિશૂળધારી ત્રિપુરારી,
પ્રભુ પાર્વતીતણા પતિ ને, પ્હાડવાસી પન્નગધારી— ૧
સચ્ચિદાનંદ સદાશિવજી, સનાતન છો સુખકારી,
શંકર શિવજી શંભુ સ્યાણા, શશીધારી છો શંકારી— ૨
અર્કલોચના અગ્નિલોચના, અખંડ ને આનંદકારી,
નંદિવાહન નાથ નરોના. નિત્ય નાક[1] નંદનકારી— ૩
મદનારિ મંદાકિનીધારી, મહેશ્વર મંગળકારી,
મોતીરામ મનહરણ મનોહર મૂર્તિ મોહક મદહારી— ૪

---

૧. સ્વર્ગ.

(૧૯)

## નામ સ્મરણ.

### ભજન.

રામનું રામનું રામનું રે, જીભ નામ જપી લે રામનું—ટેક,
રામનામ જપતાં, જોર ના પ્હોંચે,
છે જબરૂં મહાત્મ્ય રામ નામનું રે—જીભ૦ ૧
ગામના ગપાટા, વાતના ઝપાટા,
માર્યા કર્યા તે શા કામનું રે?— જીભ૦ ૨
રામ તણાં નામથી, તર્યા પાષાણ તો,
ક્ષુલ્લક આ જીવના ભાર શું રે?— જીભ૦ ૩
યોગીઓનાં મન, રમણ કરે જેમાં,
એવા રામને જપતાં વાર શું રે?— જીભ૦ ૪
રામતણાં નામથી, શુકલ મોતીરામ,
મન થાશે પવિત્ર નક્કી ધાર તું રે— જીભ૦ ૫

---

(૨૦)

## કક્કો.

### રાગ વણઝારાનો.

કક્કે કૃષ્ણચંદ્ર સમજ મન મારાંરે, ખખ્ખે ખગવાહન સમરને પ્યારાંરે
ગગ્ગે ગુણી ગોવિંદ સમજ મન મારાંરે, ઘઘ્ઘે ઘનસ્યામ સમરને પ્યારાંરે

ચચ્ચે ચતુર્ભુજ સ૦ મન મા૦ છછ્છે છબીલો શ્યામ સ૦ પ્યા૦
જજ્જે જાદવનાથ સ૦ મન મા૦ ઝઝ્ઝે ઝષકેતુ[1] તાત સ૦ પ્યા૦
ટટ્ટે ટીટોડીતાર સ૦ મન૦ મા૦ ઠઠ્ઠે ઠાકોરરાય સ૦ પ્યા૦
ડડ્ડે ડાકોરનાથ સ૦ મન મા૦ ઢઢ્ઢે ઢક્કાવાદ્ય[2] સ૦ પ્યા૦
તત્તે ત્રિભુવનનાથ સ૦ મન મા૦ થથ્થે થંભ ફાડનાર સ૦ પ્યા૦
દદ્દે દામોદર નામ સ૦ મન મા૦ ધધ્ધે ધરણીધર સ૦ પ્યા૦
નન્ને નારાયણ નામ સ૦ મન મા૦ પપ્પે પુરૂષોત્તમ સ૦ પ્યા૦
ફફ્ફે ફણીધરશાયી સ૦ મન મા૦ બબ્બે બાળમુકુંદ સ૦ પ્યા૦
ભભ્ભે ભાળ તિલક સ૦ મન મા૦ મમ્મે મુરારિ નામ સ૦ પ્યા૦
ય થકી યજ્ઞ સ્વરૂપ સ૦ મન મા૦ ર થકી રૂડા રામ સ૦ પ્યા૦
લલ્લે લક્ષ્મીનાથ સ૦ મન મા૦ વવ્વે વાસુદેવ સ૦ પ્યા૦
શશ્શે શાલીગ્રામ સ૦ મન મા૦ સસ્સે સુંદીરશ્યામ સ૦ પ્યા૦
હથી હરિ રૂડું નામ સ૦ મન મા૦ ક્ષએ ક્ષિતીધર શ્યામ સ૦ પ્યા૦
જ્ઞ કે'તાં જ્ઞાનભંડાર સ૦ મન મા૦ કહે કક્કો મોતીરામ સ૦ પ્યા૦
અ કે'તાં અખંડ સ્વરૂપ સ૦ મન મા૦ આ કે'તાં આનંદરૂપ સ૦ પ્યા૦
ઇ ઇશ રૂડું છે નામ સ૦ મન મા૦ ઉ ઉપેન્દ્રજ સુખધામ સ૦ પ્યા૦
એ કહેતાં એક સ્વરૂપ સ૦ મન મા૦ ઐ ઐરાવતભૂપ[3] ભૂપ સ૦ પ્યા૦
ઓ ઓંકારનુંજ સ્વરૂપ સ૦ મન મા૦ ઔ ઔતાનપાદિ[4]નાથ સ૦ પ્યા૦
અં અંબરધારીશ્યામ સ૦ મન મા૦ કહે છે એ મોતીરામ સ૦ પ્યા૦

---

૧ પ્રદ્યુમ્ન. ૨ ઢક્કા નામનું વાદ્ય જેને પ્રિય છે તે. ૩ ઇંદ્ર.
૪ ધ્રુવજી.

(૨૧)

## બોધ.

### કાફી.

અનિત્યને શું વળગો રે, નિત્યને શાને અળગું કરો,
ધૂમાડાના ગોટા રે, તેમાં બાથ શાને ભરો ?—ટેક.
બ્રહ્મથી ભિન્ન આ પ્રપંચ સઘળો અનિત્યજ કહેવાય,
ઘડીમાં છે અને ઘડીમાં નથી, નાશવંતજ દેખાય,
તો તો તમે તેમાં રે, પ્રીતિ અરે શાને ધરો- અનિત્યને-૧
આનંદભર્યો છે નિજ સ્વરૂપે, વિષયમાં ખોળો કેમ ?
કસ્તુરી મૃગ જેવી મતિ રાખો છો, શાનો પાર પડે તમ નેમ ?
સ્વરૂપ નિજ ખોળો રે, ભ્રમણા સહુ દૂર કરો- અનિત્યને-૨
એક અખંડ અને અદ્વય એવું બ્રહ્મ આનંદ સ્વરૂપ,
તે બ્રહ્મનો જેણે ભેદ જાણ્યો, તેનો આનંદ છેજ અનૂપ,
'નેતિ' 'નેતિ' કહે છે રે, મોતીરામ વેદ ખરો- અનિત્યને-૩

---

(૨૨)

## મનશિક્ષા.

### ભજન.

મન અજ્ઞાની, વિષય વિષે શું આનંદ તુજને લાગે ?
અણે જીવજાની, વિષય સહુને શાને તું નહિ ત્યાગે ?—ટેક

તારી લગની વિષયમાં બહુ લાગી, ગણે દુશ્મન જે હોયે ત્યાગી,
તારી ભ્રમણા હજુ પણ નહિ ભાગી- મન-૧
તને દૃશ્ય પ્રપંચ રૂડો લાગે, તને બોધ ઘણો કુડો લાગે,
એ બોધ દાતાથી તું ભાગે-મન૦ ૨
તને લાગે સ્વરૂપનો બાધ થશે, બોળી જોતું બ્રહ્મ ભેળું થશે,
પણ ક્લેશ તારો સઘ જશે-મન૦ ૩
હું થાકયો તને સમજાવીને, તોએના અક્કલ આવીરે,
તારૂં નબળું કેવું ભાવિરે,-મન૦ ૪
સુણ વેદ અરે પુકાર કરે, જગ છે મિથ્યા બ્રહ્મ સત્ય ખરે,
મોતીરામ તું શિવ પ્રતાપ તરે-મન૦ ૫

---

(૨૩)

## ગાંડી દુનિયા.

દુનિયાના સહુ લોકો ગાંડા, ગાંડા થઇને ગાજે છે,
માયારૂપી મદિરા પીને, મર્કટ પેરે નાચે છે. ૧
નાચે નચાવે, નહિ નાચે તેને એ ગાંડા ભાખે છે,
પોતે ગાંડા તેથી સહુને, ગાંડા ગાંડા ઝાંખે છે. ૨
ખોટી[૧] આશા તેથી લઇને, ખોટાં કર્મો કર્યા કરે,
ખોટાં જ્ઞાને ચિત્ત ભમેલું, ગાંડા પેઠે ભમ્યા કરે ૩
મોહ પમાડે એવી જે છે, પ્રકૃતિ આશ્રય તેનો ધરે,
રાક્ષસી આસુરી પ્રકૃતિ જે છે, તેને વશ એ ફર્યા કરે ૪

---

(૧) मोघाशा मोघ कर्माणो मोघज्ञाना विचेतसः
राक्षसीमासुरीं चैव प्रकृतिम्मोहिनीं श्रिताः ॥—भगवद् गीता.

(૨૪)

## મૃત્યુ—કાળ.

### હરિગીત.

મૃત્યુ તણા મુખપાશમાં કંઇ આશવાળા જઇ પડયા,
ધન માલ ધામતણા ઘણા માલીક પણ ત્યાં જઇ ચડયા;
રાજા ગયા ગાંજ્યા ગયા ગાંજ્યા નહિ જે કાઇના,
શૂરવીર ને વળી દાનવીરો બુદ્ધિવીરો જે હતા. ૧

ખરી રાજનીતિ રામની[1] પ્રીતે ભરત પંકઇ ગયા,
ગુણ નામ લક્ષ્મણ સીતનાં શત્રુઘ્નનાં તો રહી ગયાં:
વળી કૃષ્ણ અર્જુન ભીમને પાંડવ સૌ ભૂતમાં ભળ્યા,
કપટી કૌરવ કાળ જેવા એહ સૌ કાળે ગળ્યા. ૨

વિદ્યાતણા ઉત્તજને ભૂપ ભોજ ખુબ પંકઇ ગયા,
કવિ કાળીદાસ અને વળી ભટ ભારતી સૌ વહી ગયા:
ભટ બાણ વાંણીનાં ખરે ભૂષણ હતાં લૂંટઇ ગયા,
મોટા ઘણા, રાજર્ષિ ને મહર્ષિ પણ સુકઇ ગયા. ૩

વ્યાસ ગૌત્તમ ગર્ગ શંકર સૌ થયા પણ થઇ ગયા,
વનરાજ શીવાજી અને પ્રતાપ પણ એ વહી ગયા;
તે થઇ ગયા તે વહી ગયા નિજ પાદ ચિન્હો રહી ગયાં,
છે કાળનો મોટો કિનારો તેહ માંહિ સમઇ ગયા. ૪

---

૧. દેહલી દીપક ન્યાય.

એ શાસ્ત્રકારો કાવ્યકારો રાજ્યકારો થઇ ગયા,
એ સાપ મોટા વહીં ગયા તેના લીસોટા રહી ગયા;
રે કાળ તારૂં પેટ કેવું! નહિ તને આવે દયા?
શું ખાઉધરો તું છેજ તેથી ભક્ષ તારા એ થયા? ૫
પણ તું ખરે એક નીતિ આપે મૃત્યુ તારી એ દયા,
જે સુજન જન તે ધર્મ ધારે ધારી કેશો તેં ગ્રહ્યા;[૨]
અભિમાનથી એ કાળ જાણી જે ખરે અળગા થયા,
તું જાણ મોતીરામ તેતો ભવ સમુદ્ર તરી ગયા. ૬

---

(૨૫)

## આશા નદી.

### રાગ કાફી.

સરિતા આશાનીરે મનોરથ જળથી ભરી,
તૃષ્ણાના તરંગોરે નહિ તેથી શકીયે તરી—ટેક.
રાગરૂપી મોટા મગરમચ્છો એહ નદીમાં ચરે,
તર્ક વિતર્ક રૂપી પક્ષીઓ આડાં અવળાંજ ફરે,
ધૈર્ય રૂપી વૃક્ષોરે તેનો નાશ કરતી ખરી—સરિતા૦ ૧
વમળ એમાં મોહ તણાં છે તેથી દુસ્તર ગણાય,
ચિંતા રૂપી બે તટજ મોટા પાર કેમ એ પમાય,
વિશુદ્ધ મન યોગીરે, પામે મોદ એને તરી—સરિતા૦ ૨

---

૨ ગ્રહીત ઇવ કેશેષુ મૃત્યુના ધર્મમાચરેત્

(૨૬)

## પછી શું ઉન્નતિ થાએ ?

### ગઝલ.

નહિ નિજ આશને છોડો, અદેખાઈ નહિ તોડો;
મમતનો ઝાલીઓ જોડો, પછી શું ઉન્નતિ થાએ. ૧
નહિ કંઇ દેશને કાજે, નહિ તમ હૈયું તો દાઝે;
બુરી માયા હૃદય રાજે, પછી શું ઉન્નતિ થાએ. ૨
નહિ લેવું નહિ દેવું, નહિ ખોવું નહિ સ્હેવું;
ઘરે નિજ બેસીને રહેવું, પછી શું ઉન્નતિ થાએ. ૩
નહિ ઉદાર ચિત્ત રાખો, નહિ કટુ વેણ કંઇ સાંખો;
ધરો મોટાઇનો ફાંકો, પછી શું ઉન્નતિ થાએ. ૪
અનેકાનેક બંધુઓ, મરે વિણ અન્ન તે જુઓ;
ન તેની દાઝ લઇ રૂવો, પછી શું ઉન્નતિ થાએ. ૫
લઇ ધન થેલીઓ કરમાં, ગપાટા મારતા ઘરમાં;
પડયા જયમ સર્પ નિજ દરમાં, પછી શું ઉન્નતિ થાએ. ૬
રહોછો સ્વાર્થમાં શૂરા, વળી અભિમાનમાં પૂરા;
ખરા જયમ સાંઢીયા બૂરા, પછી શું ઉન્નતિ થાએ. ૭
અરે સાહિત્યને કાજે, ખરે જે જાય પરદેશે;
કંઈએ યત્ન ના કીધો પછી શું ઉન્નતિ થાએ. ,

જુઓ તમ વેદ ઉપવેદો, લીધા પરદેશીએ ભેદો;
નહિ કંઇ ખેદ તેનો જો, પછી શું ઉન્નતિ થાએ. ૯
કરો વિદ્યા તણી વૃદ્ધિ, અખિલ જે હુન્નરો શોધો;
વ્યસન જે દુષ્ટ તે રોધો, નહિ શું ઉન્નતિ થાએ. ૧૦

---

(૨૭)

## આપ્પાંજાલ,

### તોટક છંદ.

મુજ માત અરે, ગઇ ક્યાં તું ખરે,
તુજ બાળક આ, રડતુંજ ફરે,
તુજ પ્રેમ કદી, નહિ વિસરતો,
તુજ સ્નેહ સ્મરી, સ્મરી હું રડતો. ૧

વિલપું તલપું, તરસુંજ રહું,
મુજ શાંત પડે, નહિ આ દિલડું.
બહુ શાંતિ ધરૂં, મન શાંત કરૂં,
પણ શાંત પડે, મુજ ના મનડું. ૨

જરી શાંતિ ધરે, વળી પ્રેમ સ્મરે
તુજ, આ વિલપે, ચિત્ત માડી અરે,
જયમ પાણી વિના, માછ તો તલપે,
ત્યમ માડી વિના ચિત્ત આ વલખે,

ગઇ સ્વર્ગ વિષે, તવ બાળ દિસે
રડતાં, ખડતાંજ, કીધા શું રીસે?
નહિ વાતજ એ, મુજ ચિત્ત વિષે
હસતી, તુજ પ્રીતિ, અગાડી દિસે. ૪
મુજ બાળપણે, દુઃખ મેંજ દીધું
સહુ શાંતપણે, સહી તેંજ લીધું.
તુજ સ્વાર્થ વિહીન જ પ્રેમ ખરો,
જગમાં ચરી ને ફરી મેં નિરખ્યો. ૫
રડતો જવ હું, રડતી જનની,
જવ શાંત થતો, તવ શાંત થતી;
દુઃખ તેં સહીને, સુખ દીધું મને
રસ પૂર્ણ બનાવી દીધો ચુમીને. ૬
તવ ભાવ ખરે, મુજમાં ભરતી,
તુજ ગુણ તણી, કરતી ભરતી,
જવ ચુંબન તું, મુજને કરતી,
તવ મોદ તણી, અવધિ કરતી. ૭
સહુ શુભ ગુણો, મુજ માંહિ વસે,
તુજથી ઉપન્યા, મન મારૂં કહે;
અવગુણ કદાચિત કોઇ હશે,
મુજ દોષ થકી, ઉપજ્યાજ હશે. ૮
મુજ માડી જતાં, રડતાં પડતાં,
પણ શાંતિ વળે, નહિ વિલપતાં,
તુજ દૃષ્ટિ અમી તણી સ્વર્ગ થકી,
વરસાવજ અંજલિ બાપ ગૃહી. ૯

(૨૮)

## નહિ

### મનહર છંદ.

સંસારમાં સુખ નહિ, અજ્ઞાનંદે દુઃખ નહિ,
સંતોષીને ભૂખ નહિ, કોઇ પણ વાતની.
ગુણકાને શીલ નહિ, નિર્દયને દિલ નહિ
ઉદ્યોગીને ઢીલ નહિ, જુઓ ભલી ભાતથી,
કામી કદિ શાંત નહિ, લોભીને નિરાંત નહિ.
દેડકાંને દાંત નહિ, તેમ તમે માનજો,
સસલાંને શીંગ નહિ, ઢાંકી રહે હીંગ નહિ,
મોતીરામ કસ્તુરી ના છુપે કદી માનજો.

---

(૨૯)

## એકાક્ષરી કાવ્ય.

[1]દાદુ દદા દો દે દો, [2]દાદા દાદા દુ દૈ દો,
૩ દદ્દા દો દદ્દા દૈ દે, ૪ દુદા દાદા દે દૈ દે.

---

૧ એક દાદુપંથી સેવક સ્તુતિ કરે છે કે હે 'દાદુ! દો દદ્દા' એટલે દયા અને દીનતા આપો.

૨. એક બાળક પોતાના વૃદ્ધ દાદા પાસે આવી રમવાના પાનાની દુરીની માંગણી કરે છે.

૩. એક દરદી પોતાની દાસીને કહે છે કે હે 'દદ્દા' (દાસી) બે દદા (દાડમ અને દ્રાક્ષ) આપ.

૪. કેટલાક દક્ષણીના છોકરાઓ સાથે અડધું પડધું જાણનાર ગુજરાતી છોકરાઓ રમે છે, ત્યાં એક છોકરાને માથે બે દાવ આવે છે. તે વખતે બીજો છોકરો તેને કહે છે કે 'હે દાદા (ભાઇ) દુ દા (બે દાવ દઇ દે (આપી દે).'

( ૩૦ )

## હિંદુસ્થાન.

### રાગ ભજન.

મુજ જગદંબા માતૃભૂમિ તું મારી હિંદુસ્થાન.
તુંજ જગદંબા સર્વ મનુષ્યને કરાવે છે પય પાન. ટેક.

તું ખરેખરી જગની અંબા, માતૃભાવે પોષે સંધા,
તને નમેછ ભક્તો જ્ઞાનવંતા,–મુજ૦ ૧

તું જ્ઞાન અખંડ આપે સહુને, વિદ્યાલક્ષ્મી આપે બહુને,
તું પાળે છે આ જગને સહુને–મુજ૦ ૨

કેવા પુત્ર પરાક્રમી તુજ થયા, ભક્તિ તણા તો પંથ ગ્રહ્યા,
એ થઇ ગયારે ગયાજ વહ્યા, મુજ૦ ૩

સહુ જ્ઞાને ઉત્તમ જ્ઞાનજ જે, તુજ પુત્રોદ્વારા અર્પ્યું તેં,
ત્યારે દુનિયાંમાં વાપ્યુંજ ખરે. મુજ૦ ૪

આ ભૂમંડળની પ્રજા જે છે, તુજ પાદ તણું સેવન કરવે;
થઇ પવિત્ર ને ઉન્નત ખરે મુજ૦ ૫

તેં કૃષ્ણ ભીમ અર્જુન જણ્યા, વળી ધર્મ પ્રતાપ શિવાજી થયા
યાજ્ઞવલ્ક્ય વસિષ્ઠ થઇજ ગયા મુજ૦ ૬

તારણ તુજ પુત્રોનું કરવા, વળી જ્ઞાન અખંડ જગમાં ભરવા;
અવતાર થયો શંકરનો મા. મુજ૦ ૭

વધ્યું હાલ શાસ્ત્રનું જ્ઞાન ઘણું, વળી પદાર્થવાદ તણુંજ વધ્યું,
સહુ અટકી જુએ મા તુજ સામુ. મુજ૦ ૮

કહે છે. છેરો એનોજ નહિ, અરે ભારત માત બતાવો કંઇ,
અમે નહિ શકીએ વધીજ કહીં. મુજ૦ ૯

એવો પ્રતાપ તારો મા મોટો, નહિ મળે જગતમાં તુજ જોટો,
તું છે અબ્ધિ અને સહુ પરપોટો. મુજ૦ ૧૦

શાસ્ત્રો વન શિઆળવાં ગર્જે; તુજ કેસરી જ્યાંસુધી ના ગર્જે,
વેદાન્ત જગાડ કે જે ગર્જે, મુજ૦ ૧૧

તું હવે જરા જાગૃત થાને, સહુ આતુર જનને પય પાને,
મોતીરામ કહે સાવધ થાને મુજ૦. ૧૨

---

(૩૧)

## મનહરણાં.

### મનહર છંદ.

મનહર ચીજો તણું, ધ્યાન કરૂં સાંભલજો,
મનહર છંદ વિષે, મનહર માનજો;
મનહર ચંદ્ર ખરે, શરદ પુનમ કેરો,
મનહર સૂર્ય ઉગતોજ પરમાણજો,
મનહર સુકવિ કવિતા, મનહર વળી,
જાણો લીલા યૌવન પ્રમત્ત પ્રમદા તણી,
મનહર ઋતુઓમાં વસંત ઋતુ છે ખરે.

ફળમાંહી કેરીઓને, મનહર છે ગણી.
મનહર બાળકોની રમતજ લાગતી ને,
મનહર ગૃહ લાગે યુવતીના વાસથી,
મનહર સારૂ ગીત અને નાદ વાદ્ય કેરા,
મનહર બાગ જેહ ખીલ્યો પુરા બ્હારથી,
વૃક્ષો માંહી મનહર, ઘટાદાર વટ વૃક્ષ,
ફૂલ માંહી પારિજાત મોગરો ગણાય છે.
શિવ ચરણકમળ મનહર મોતીરામ,
તેથી તારૂં મન પણ મનહર થાય છે.

---

( ૩૨ )

## જગત્ વૈચિત્ર્ય.

### માલિની વૃત

વિવિધ વિવિધ દુઃખે જગત્ આ સૌ ભર્યું છે,
ઉદધિ દુઃખ તણામાં, જગત આ સૌ ઠર્યું છે;
સુખ કદિ જયમ આવે, વિજનો ચમકારો,
જગત જન સહુને દુઃખ સું ભાઇચારો.
ગુણીજન ગણ ગળતો, કાળ આતો વહે છે,
નવિન નવિન આશા, માનવીઓ ધરે છે,
ખરખર જયમ ખરતાં, પાનડાં પીપળોનાં,
જરથી જરિત થઇને, માનવી દેહ પડતાં.

( ૩૩ )

## કોયલને આવાહન.

અથવા

## વિરહની વાતો.

ઝીણાં ઝરમર વરસે મેહ–એ રાહ.

વિયોગે દિન નહીં મુજ જાએ, ઓ મીઠી મારી કોયલડી,
તારા ટહુકાના ભણકા થાએ, ઓ પ્યારી મારી કોયલડી,–ટેક. ૧

ટહુકા સંભારી મારૂં મન વિયોગી, રોગી થતું અતિ વ્હાલીરે,
સંભારને આ રાગી અનુરાગીને, આવ તું વ્હેલા ચાલીરે–મીઠી૦ ૨

દિન ખરેખર એકજ વ્હાલી, જુગ જુગ જેવો જાયરે,
આમ દોડે તેમ દોડે મન મારૂં પ્યારી, ગાંડા જેવું બની જાયરે–મીઠી૦ ૩

ભમતી હતી તું આમ્રવૃક્ષોમાં, ટહુકા કરતી હતી ભારીરે,
સાંભળનારૂં વ્યસની આ મનડું, ના તેને નાંખ તું મારીરે–મીઠી૦ ૪

આજે મોતીરામ ગાંડો બન્યો છે, વિનવે છે પ્રાણથી પ્યારીરે,
આવ આવ મારી મીઠડી મધુરી. આ તનમન દેઉં ઓવારીરે–મીઠી૦ ૫



( ૩૪ )

## શરાબ.

પીલે શરાબ મઝેદાર મેરેયાર—એરાહ.

કેવો ખરાબ આ શરાબ મારા ભાઇ, કેવો ખરાબ આ શરાબ—ટેક

રોગો બધાનું મૂળ એ કહાવે,
ધન આબરૂનો નાશ એ કરાવે,
પીલો શરાબ પછી બનો ખરાબ—કેવો૦ ૧

પૈસા કમાઇ એમાં ગુમાવો,
અક્કલ વાહ્‌વાહ્‌ કેવી બતાવો,
ખૂબી તમારી બતાવે શરાબ—કેવો૦ ૨

આંખોની લાલી તે લોહીનો ઉછાળો,
જુસ્સો જણાએ એ લોહીનો ઉકાળો,
માઠી દશાએ પહોંચાડે શરાબ—કેવો૦ ૩

લાખેણો આદમી કોડીનો થાએ,
સંગ શરાબે એ કિંમત અંકાએ,
નાંખે ગટરમાં મજાનો. શરાબ—કેવો૦ ૪

## સાખી.

ગુણ અવગુણ વિચારીને. સંગ તજો શરાબ;
શું જોઇ મોહી રહ્યા, શરાબ બડોજ ખરાબ.
કહે મોતીરામ તજો એ શરાબ—કેવો૦ ૫

(૩૫)

## અનુષ્ટુપ છંદ.

શંકર શંકરાચાર્ય, કેશવ બાદરાયણ;
સૂત્ર ભાષ્ય કીધાં જેણે, નમું તેને ફરીફરી. ૧

---

(૩૬)

## પ્રેમોદ્દીપન.

### –મંદાક્રાન્તા.

રાધા જોતું નિરખી નિરખી, કૃષ્ણને માન મેલી;
બંસીધારી તુજ તરફ આ, નિરખે પ્રેમવેલી,
શાન્તિદાતા તટજ યમુના, રાત્રિ આ ચંદ્રવાળી,
લાજે શાને પ્રિતમ વરને, ભેટતાં ભાગ્યશાળી– ૧

જો જો એનું વદન રસીલું, કેવું દીપેછ આજે,
આઘે ઉભો રજનિપતિ તે, જોઇ જોઇજ લાજે,
માટે જો એ પવનદળને, મુખ સંતાડવાને
કાલાવાલા કરી કરી અને, માગતો વાદળીને– ૨

જો જો પેલાં સકળ વનનાં, વૃક્ષ આનંદકારી,
ભૂમિ લીલી થઇ જલદથી, લાગતી રમ્યભારી.
આજો વીણા કર ધરીકરી, દાખવે માન ભારી,
કૃષ્ણે ચુંબી અધર અડકયા, એ થઇ ભાગ્યશાળી. ૩

## વસંત-તિલકા-

વૃક્ષો સહુ સખી ખરે કરતાં દીસે છે,
ઈર્ષા બહુ મુરલીની, કરમાં ધરી જે.
માટે સખી તું પણ કૃષ્ણ વીણા થઇ જા,
જા બાથમાં વળી મુખે ચુમીઓ લઇ જા. ૪

## મંદાક્રાન્તા.

રાધા તુંને કરકમળમાં, કૃષ્ણ લેશેજ જ્યારે,
ઓષ્ટો ચુંમી કરણ તુજમાં, પ્રેમવાણી ઉચારે.
થાશે નાદો તુજ મુખથકી, કાષ્ટવીણાથકી તો,
મીઠામાની અધિકતર, તજી કાષ્ટ વીણાજ દેશે. ૫

વ્યોમે જો તું પ્રકૃતિ કંઇ કંઇ, રંગ જૂદા ધરે છે,
પૃથ્વી રાત્રે પ્રણયજ કથા, ચંદ્ર સાથે કરે છે,
ખીલેલી આ કુમુદ કળી તે, હર્ષઘેલી બની છે,
સ્વામી સંગે રમત રમતાં, હર્ષઘેલી થઇ છે. ૬

જો પૃથ્વીના પયધરસમો પ્હાડ પેલો જણાએ,
તેને સ્પર્શે કરશશીતણા, વ્હાલથી ખેલતાએ,
લાગે પૃથ્વી સુરત રમતી, ચંદ્ર સંગાથ વ્હાલી,
રાધા તું એ પ્રિતમવરને, બાથમાં લે દબાવી ૭

---

(૩૭)

-મદ-

## ઉપજાતિ.

ગતિ થતી જો જળની જણાએ
પૃથ્વીપરેથી નભમાંહિ જાએ,
જાણે પ્રભુએ કરૂણાજ કીધી,
રવિકરો નિસરણીજ દીધી.

ગયા વળી દોષજ સંગ સારે
થયું અતિ પૂનિત એહ ભારે
આનંદથી એ નભમાં રમંતું
યોગી પ્રમાણે સુખથી ભમંતું.

સત્સંગનું પુન્ય અધિક વાધ્યું,
મળી મહ-તા સ્થળ ઉચ્ચ લાધ્યું,
પૃથ્વી થઇ આતપથી તપેલી,
તેને જણાઇ જરૂરીજ એની-

થયું અભિમાનજ તેથી એને,
પડયું નીચું એ નભને તજીને,
હતો સમૂહે સુખવાસ સારો,
થયુંજ જૂદું મદશું નઠારો,-

---

( ૩૮ )

## અંબા સ્તુતિ.

### ભુજંગી છંદની ચાલ,

અહુ સુખકારી સહુ વિઘ્ન હારી,
સુરોને નિરારિ કીધા દૈત્ય મારી,
દુરીજંન ટાળી ભૂમિ ભાર હારી,
કૃપાળુ દયાળુ નમું મારી મારી— ૧

થયો દૈત્ય ઉત્પન્ન મહા દુઃખકારી,
સહુ ત્રાહિ ત્રાહિ રહ્યા છે પુકારી,
કીધી સૌજને તે સમે સ્તુતિ ભારી, કૃ૦ ૨

સહુ દેવ કૈલાસમાં આવ્યા માડી,
સ્તવે શંભુને ત્યાં સમાધિ જગાડી,
તદા શંકરે માતને તો જગાડી, કૃ૦ ૩

લીધું રૂપ વિક્રાળ ને મા તું ચાલી,
લીધી ઢાલ તરવારને બર્છી ઝાલી,
ઘણા દૈત્ય આવ્યા, દીધા તેજ મારી કૃ૦ ૪

મહાકાળીનું રૂપ તેં ધારી લીધું,
મહા યુધ્ધ દૈત્યોની સંગાથ કીધું,
પછી તેં દીધો દૈત્યને ત્યાંજ મારી. કૃ૦ ૫

શમે કોપ ના તે પછી તુજ માડી,
શિવે પાદ નીચે દીધી દેહ ધારી;
તદા તેં અમીનીજ દષ્ટિ પ્રસારી, કૃ૦ ૬

જદા વિશ્વમાં દૈત્ય ઉત્પન્ન થાએ,
તદા મા સદા તું કરે છેજ સ્હાયે,
નથીતું વિના કોઇ મા સ્હાયકારી, ફ્રૂ૦ ૭

ખરે દેહ આ વિશ્વ છે એમ માનું,
અસુરો વિકારો બધા એમ જાણું,
સહુ ભાવ સાત્વિક તે સુર ભારી ફ્રૂ૦ ૮

વળી છેજ કૈલાસ મસ્તિષ્ક ત્યાંહિ
સભા સત્વ સુરો તણી છે ભરાઇ,
સ્તવે ઇંદ્ર જે મંન ભાવે ભવારિ ફ્રૂ૦ ૯

સુણી એ સ્તુતિ શકિત હે જાગી જાઓ,
મહા દોષ મારા બધા એ શમાવો,
કરો શાંત સંપત્તિ આસુરી ટાળી, ફ્રૂ૦ ૧૦

## મનહર છંદ

છંદો નવ પુષ્પ અને, દશમો તે પુષ્પ ગુચ્છ,
અંબે માત એવી માળ, વાણીકેરી જાણજો.
અર્પણ કીધી છે દાસતણા દાસ મોતીરામે
અને સકુટુંબ કેરા પ્રણામ સ્વિકારજો.
અને એ પ્રણામ થકી, પ્રસન્ન થઇને માત,
આશિષજ માગું એક, તેહ તમે આપજો.
ટાળીને કુબુદ્ધિ વળી, આપો સુબુદ્ધિજ માત,
પુત્રો અમે સહુ તમ, ચરણમાં સ્થાપજો,

(૩૯)

## હિંદની પુત્રીઓ.

### હરિગીત.

જે ઉંમરે તુજ બાળકી, રમતી અને ભણતી ફરે,
તે ઉંમરે મુજ બાળકીને બાળકો કંઇ અવતરે,
જે ઉંમરે તુજ બાળકીઓ લગ્ન કેરા ઘાટમાં,
તે ઉંમરે મુજ બાળકીઓ મૃત્યુ કેરી વાટમાં. ૧

---

(૪૦)

## ડુબાડે ને ડુબે તેવા

### ગઝલ.

જગતમાં જન કંઇ એવા, ડુબાડે ને ડુબે તેવા;
ખરા એ પાણકા જેવા, તરેના તારવે કેવા! ૧
ગુરુ થઇ ગાજતા ઝાઝા, રહી નહિ ધર્મની માઝા,
જુઓ એ સ્વારથી કેવા, ડુબાડે ને ડુબે તેવા, ૨
કરે છે શિષ્યને ખાલા, ગુરૂના આ જુઓ ચાળા,
લુટે છે ધર્મ ધન એવા, ડુબાડે ને ડુબે તેવા, ૩
ફુટેલી આંખ પોતાની, નથી કંઇ શકિત જોવાની,
કરે શું દોરવી એવા, ડુબાડે ને ડુબે તેવા ૪

જગત્ દરિયો છે તોફાની, અને આ અંધ સુકાની,
તરીના હાલ કો' કેવા? ડુબાડે ને ડુબે તેવા. ૫
પવન ચોમેર ફૂંકાએ ખડકતો ખુબ દેખાયે,
પહાડો ચુંબકો કેરા, ડુબાડે ને ડુબે તેવા. ૬
ઋષિઓ જાણકારોએ, કીધી દીવાતણી દાંડી,
જુવે કયાં ચક્ષુહીણ એવા, ડુબાડે ને ડુબે તેવા. ૭
અનેકાનેક શાસ્ત્રો જે ઝબકતા સૂર્ય સમ તે છે,
ઉલુક સમ દેખતા નાહીં, ડુબાડે ને ડુબે તેવા. ૮
જુઓ કૃત્યો કીધાં એણે, હતા જે પેણીમાં બળતા,
કીધા તે ચુલમાં જળતા, ડુબાડે ને ડુબે તેવા. ૯

---

(૪૧)

## પ્રેમ તરસ્યાં.

### કલ્યાણ.

તુજ પ્રીતિનાં ભૂખ્યાં બાળ,
પ્રભુ અમે પ્રીતિનાં ભુખ્યાં બાળ
અમે સહુ પ્રીતિનાં ભુખ્યાં બાળ ટેક. ૧
પરમ પ્રેમાસ્પદ પ્રભુતું, પ્રેમ તણો ભંડાર, તુજ. ૨
પ્રેમઅબ્ધિ તું પુર્ણજ છે ત્યાં, હૃદય સરિત અમ ઢાળ, તુજ ૩
પ્રેમ સુધાવરસંતા જલદ, ચાતક તૃષાતું ટાળ, તુજ ૪
અમીધરમાં અમીરૂપ વસંતો, સુર્યે તેજ, અંબાર તુજ ૫
પ્રેમ વારિ વરસાવી વ્હાલા, તપ્ત હૃદયને ઠાર. તુજ ૬

---

( ૪૨ )

## - મનડાંનું મનામણું -

અથવા.

## —અંતર શિક્ષા—

મારૂં માણેકડું રીસાવ્યું રે એ રાહ—
જોયું જોયું મેં તારૂં પાણીરે આજ મનડાં,
અંકુશ વિણ સહુ ધૂળધાણીરે, અંધ મનડાં,

દશ અશ્વનો રથ હાથે, વૃત્તિ લગામ તેં ઝાલી,
અંધ થઇ હાંકે છે તેને, જોતો નહિ નિહાળીરે-મનડાં-જોયું- ૧
વિકટ પથ આ જગત્ તણો છે, મદથી રથ શું હાંકે ?
ખાડા ટેકરા જોય નહિ ને, જ્યાં ફાવે ત્યાં નાંખેરે-મનડાં-જોયું-૨
સારથી થઇ તું બેઠો પણ ના, અશ્વ રહે છે હાથે,
ઉન્માદે એ વહ્યા જાય છે, ત્યાં તેને કયમ નહિ ખાંચેરે-મનડાં-જોયું. ૩
ઝાકળ જળને મોતી માને સીપમાં રજત ભાળે,
પીળા રંગની પુતળીઓને, સુવર્ણ દ્રષ્ટે ન્યાળેરે-મનડાં-જોયું- ૪
કુંભ ભરેલો વિષ થકી, તે ઉપર પય તો ભરીયું,
તેનું પાન કરવાને ચિત્તડાં, તેં સુકાન ફેરવીયુંરે-મનડાં-જોયું- ૫
દીપક જ્યોતો બહુ ઝળકે પણ, તું નહિ તેને દેખે,
દેખે તોયે લેખે નહિ તું, અંધ બને છે અલેખેરે-મનડાં-જોયું-૬
જેને તેને રસ્તો પૂછે, સ્વપ્રજ્ઞા ના પ્રેરે,
શત્રુ મિત્ર નાહિ પરીક્ષા, અજ્ઞાનને અંધેરેરે-મનડાં-જોયું- ૭

રથ દોરે છે અવળે માર્ગે, સર્વ કરે ધૂળધાણી,
અશ્વ રથીને તુજ સાથ તું, અવળી ખેંચે ધાણીરે-મનડાં-જોયું- ૮
બહુ ભુલ્યો તું બહુ ફુલ્યો તું, ઘણીજ ઠોકર ખાધી,
સાથે મને પણ તેં રવડાવ્યો, વ્હોરી બહુજ ઉપાધિરે-મનડાં-જોયું-
સમજ સમજ તું પાયે લાગું, હવે કંઇ ડાહ્યું થાને, ૯
લક્ષ ધરી હરચરણતણું તું, પ્રેમપથે વહી જાનેરે-મનડાં-જોયું-
આ રથને તું અશ્વ સહિતરે, કુશળ લઇને જાજે, ૧૦
મોતીરામ વિનવીને કહે છે. હરચરણે સુખ થાશેરે-મનડાં-જોયું.

---

(૪૨)

## —અનુષ્ટુપ—

શ્લોક અર્ધથી તે કહું, કહ્યું જે ગ્રંથ કોટિએ,
બ્રહ્મ સત્ય જગન્મિથ્યા, જીવ કેવળ બ્રહ્મ છે- ૧

---

(૪૩)

## —વિશુદ્ધ પ્રેમ—

અમારી પ્રેમની આંખો, અમોને પ્રેમની પાંખો,
ગગન ભેદી ઉડી જાતાં, અમો જ્યાં પ્રેમ છે સાચો- ૧
તમોને રૂપ તો ગમતું, અમારૂં ચિત્તડું રમતું
અમારાં પ્રેમ પાત્રોમાં, અમારો દીપ ના ઝાંખો- ૨
તમો કો' કૃષ્ણને કાળા, કરો આભણના ચાળા,
અમોને એ ઉપાધિ ના, ગમે છે પ્રેમનો વાગો- ૩

ઉમાનો પ્રેમ તો કેવો, ઝળકતા સૂર્યના જેવો,
ફણીધર ધારનારાને, દીધો સૌ પ્રેમ તો આખો— ૪

ચિતાની ભસ્મથી છાયો, ગળે છે નાગ વિંટાયો,
અજીનનાં વસ્ત્ર તો પ્હેર્યાં, કપાળે ચંદ્ર ના આખો— ૫

ગળું વિષપાનથી લીલું, નહિ અંબર નહિ સેલું,
જટાનું જૂથ તો મેલું. સવારી આખલો ખાસો— ૬

કહો શું રૂપ તેમાં છે, છતાં એ મુગ્ધ ઉમાને,
અમારા શંકરે કીધી, ખરો ત્યાં પ્રેમને ઝાંખો— ૭

વળી ગોપી તણો ન્યાળો, અજબ એ પ્રેમનો ચાળો,
હતો કાનુડીઓ કાળો, પરંતુ સ્નેહ કયમ દીધો— ૮

ગણાતો બાળગોવાળો, મુકુટમાં પીછ ધરનારો,
અલંકારે ચણોઠીની રૂડી એ, માળ ધરનારો— ૯

છતાં ગોપી ગણે વ્હાલો, ખરો એ પ્રેમ, ના ઠાલો,
નહિ પ્રેમી સ્વરૂપ જોતાં, જુએ ના ઉમ્મરે એ તો— ૧૦

ગિરીશે[1] વાસ કરનારા, જટામાં ગંગ ધરનારા,
અમારી યાચના એ છે, અખંડે[2] પ્રેમને રાખો— ૧૧

ભલે લોકો કહે ગાંડા, કહે છો "એ કરે ચાળા,"
કંઈ ના તેહની પરવાજ મોતીરામને છે જો— ૧૨

---

૧ હિમાલય—૨ અખંડ બ્રહ્મમાં અથવા પ્રેમને અખંડ રાખો,

(૪૪)

## શાંતિમંત્ર.

### ચેતચેત તું ચતુર ચિત્તડા એ રાહ.

શાંત શાંત તું ચપળ ચિત્તડા, શાંત થઇ હરભજનેરે,
શરણ ધુર્જટિ ચરણ ગૃહીને, ધૂરિ જગત્‌ની વહનેરે–શાંત–ટેક ૧
હતું જગત્‌માં આવ્યું ત્યારે, એકલડું તું સમજનેરે,
સાથ કોઇનો માગ નહિ ને, આશ સકળને તજનેરે–શાંત–૨
કામી થઇ બહુ કીધી કામના, ધન ઉપાર્જન કીધુંરે,
જડ જગતને પંથે પળતાં, વિષવારિ બહુ પીધુંરે–શાંત. ૩
સંગ કીધો બહુ, રંગ ઘણાએ, તું આંહીં રંગાયુંરે,
પટ પટાંતર ધરીયાં બહુને, નિજ સ્વરૂપ ઢંકાયુરે–શાંત૦ ૪
ત્રાહિ ત્રાહિ કંઇ વખત કરે તું, સ્હાય અન્યની માગેરે,
જગત્ મહીં કંઇ દુઃખ થકી તું, પીડાઇ અહીં તહીં ભાગેરે. શાંત૦ ૫
ભાઇ દુઃખ એ રંગ તણું, સંસ્કાર વસ્ત્ર પહેર્યાંનુંરે,
હર ચરણના પ્રેમ વારિથી, ધોઇ રંગ થા છાનુંરે, શાંત૦ ૬
દૃશ્ય જગત્‌ને મિથ્યા માની, સહુ ઉપાધિ તજને રે,
શાંત થઇ કંઇ દાન્ત થઇને, પ્રેમ પથે તું પળનેરે. શાંત૦ ૭
પ્રેમ વારિધિ પૂર્ણ ભરેલો, લવણ થઇ તું મળનેરે,
રૂપરંગ તારાં ત્યાગીને, તત્સ્વરૂપ તું સજનેરે–શાંત૦ ૮
રંગ જશે તવ શુદ્ધ થશે તવ. દુઃખ ના કંઇ રહેવાનુંરે,
મોતીરામ શિવચરણ પ્રતાપે, જન્મ મરણ ટળવાનુંરે–શાંત૦૯

---

૪૫)

## l ત્તશિક્ષા.

### માલકોષ.

ડુંગરીઆ સમચિત્ત થાને, બન મસ્ત સદાશિવ ધ્યાને—ડુંગરીઆ૦ ૧
કામિની કટાક્ષ વારિ, તેથી ના ભેદાને—ડુંગરીઆ૦ ૨
દુઃખરૂપી વાવાઝોડાંથી, ના ડગી કદી જાને—ડુંગરીઆ૦ ૩
દયા પ્રેમનાં અનેક ઝરણો, તેનો નિધિ બની જાને—ડુંગરીઆ૦ ૪
તપ્ત ચિત્તનો શાન્તિ દાતા. વૃક્ષ અનેક થાને—ડુંગરીઆ૦ ૫
વિવેકને વૈરાગ્ય હીરા બે, રાખ ચિત્ત તુજ ખાણે—ડુંગરીઆ૦ ૬
[1]સુવર્ણનો હે ચતુર ચિત્તડાં, સંગ કરી શુદ્ધ થાને—ડુંગરીઆ૦ ૭
હદે હિમાચલ પર્વત માફક, જટાધારી ચિત્ત ન્હાને—ડુંગરીઆ૦ ૮
અસાર આ સંસાર તણા કંઇ, વિષયે ના લોભાને—ડુંગરીઆ૦ ૯
મોતીરામ શિવચરણ ભક્તિથી, પૂત પુનતજ થાને—ડુંગરીઆ૦ ૧૦

---

(૪૬)

## વેદાન્ત.

### અનુષ્ટુપ.

વને જેમ શિયાળવાં, શાસ્ત્રો ગર્જે ત્યાં સુધી,
નહિ ગર્જે મહા શક્તિ, સિંહ વેદાન્ત જ્યાં સુધી.

---

૧. પર્વત પક્ષમાં સુવર્ણ—સોનું ચિત્ત પક્ષમાં સુવર્ણ—સત્પુરૂષો.

(૪૭)

## યાચના.

### ઇંદ્રવજ્રા.

કો' મેં તમારૂં પ્રભુ શું બગાડયું ?
જે માર્ગથી આ મનને ભગાડ્યું,
જો ના ભગાડયું, પછી કેમ ભાગ્યું ?
શાને અનેરૂં વિષતાન લાગ્યું ? ૧
તું શક્તિ કેરો ઇશ તો કહાવે,
શું ચિત્ત આ ક્ષુલ્લક તે ડરાવે ?
કે રીસ છે કૈં મુજ સાથ વ્હાલા ?
(જેથી) દે વાનરાને કરવાજ ચાળા. ૨

### ઉપજાતિ.

ફલોન્મુખાં વા મુજ કર્મ કંઇ છે,
જે દોરવે આ મન માર્ગ ઉંધે,
જેમાં નહિ તું તુજ હાથ નાંખે,
જોયા કરે સાક્ષી તણીજ આંખે.

### ઇંદ્રવજ્રા.

બુદ્ધિ ખરે કર્મ અનુસરે છે,
છે કર્મ તેવાં ફળ ઇશ દેછે.
તો એ જનો યોગ પથે વહે છે,
રસ્તે સીધે ચિત્ત ખરે રહે છે.

જો એમ હોયે નહિ ઇશ પ્યારા,
તો તો ગ્રહે કોણ સુચર્ણ તારા,
શા માટ તેં અર્જુનને કહ્યું તું,
હું યોગનું ક્ષેમ ખરે વહું છું. ૫

તો તો પછી આ પ્રભુ શું કરો છો,
હાવે પરીક્ષા કરવી જવા દો
જેવો છઉં તો પણ હું દયાળુ,
છું દાસ તારો મન એમ જાણું. ૬

એ હુંફ રાખી જગમાં વહેતો,
અબ્ધિ વિષે ના કંઇ દુખ લ્હેતો,
ત્યાં જો દગો તું પ્રભુ આમ દેશે,
સંભાળ કે' કોણ પછીથી લેશે. ૭

માટે કહું આ કર બેય જોડી,
આ ચિત્ત ના જાય કહીંજ દોડી,
હો એહને એક સદૈવતાન,
"મિથ્યા પદાર્થો, તુજ ચર્ણ ધ્યાન". ૮

---

(૪૮)

## આત્મ નિવેદન.

### ગઝલ.

ગરીબી જો ગમે વ્હાલા, ગરીબાઇ અમે સ્હેશું,
ફકીરી હાલ જો તારા, ફકીરી તો અમે લેશું- ૧

ગમે જો ભસ્મ તો પ્યારા, અમે તો ભસ્મ ચોળીશું;
સ્મશાને વાસ જો સારા, અમે ત્યાં તો સુખે રે'શું– ૨
ગમે જો દુઃખદેવાં તો, સહુ એ તે અમે સ્હેશું,
તપેલા સૃષ્ટિના માર્ગે, કહેશો તો સુખે વ્હેશું– ૩
વિપત્તિ અગ્નિ માંહે વા, ચિતા ચિંત્તા વિષે જાશું;
મળે જો પ્રેમ તુજ પ્યારા, બલિ આ દેહનું દેશું– ૪
ભલેને અબ્ધિમાં નાંખો, ખુશીથી તો અમે જૈશું
ભુખ્યા વા રાખવા માગો, કડાકા તો કરી લૈશું, ૫
સહુ સ્હેશું સહુ વ્હેશું, પરંતુ એ નહિ સ્હેશું,
"તમારી પ્રીતિની ખામી, મને નાભ્રષ્ટતા સ્હેશું"– ૬
ભલે પૈસો નહિ આવે, પરંતુ એજ માગીશું
નીતિના માર્ગપર, તારી, પ્રીતિને માર્ગમન વ્હેતુ– ૭
હશે જો એટલું તોએ, બહુ આપ્યું ગણી લૈશું,
કદી આભાર એનો તો, ભુલી નાહિ અમે જૈશું– ૮
ચરણનું તો શરણુ તારા, વળી સંતોષથી લૈશું;
અમીની દૃષ્ટિ હે શંભો, રહોને એજ યાચીશું– ૯

---

(૪૯)

## સબરસની લ્હાણુ.

### સહીયર મેદી લેશોરે–એ રાહ.

કોઇ સબરસલો, રામરસલો;
સહુ રસોમાં શ્રેષ્ઠજ એવા, રામરસની લ્હાણુ,
નવે વર્ષે લોજી ઉમંગે, શુભેચ્છાની ખાણુરે–કોઇ–

ગયું ગયું ગણી, નવું થયું તેમાં નવા તમે થાજો,
નવા મનોરથ, નવા ગુણોના, ધારક તો થાજોરે-કોઇ- ૨
ભુલો સહુ ગત વર્ષની ભુલો, નવારંભે ગાજો,
તનતણા કંઇ મનતણા કંઇ, લ્હાવ નવા પામોરે-કોઇ- ૩
ભોળાં હૃદયનાં પ્રેમ ઝરણે, સ્નેહથકી ન્હાજો,
પ્રેમાસ્પદોના મુખભાનુથી, ફુલ્લ સદા થાજોરે-કોઇ- ૪
સ્નેહ રસતણી ખાણ ઉકેલી, વિશ્વ વિષે વાટો,
લુંટો લુંટાવો આનંદ રસને, દુઃખ સહુ દાટોરે-કોઇ- ૫
વસુધાને કુટુમ્બ ગણંતો, રામખરે મારો,
તેહતણો રસ લુંટો, નહિ ત્યાં, ખોટતણો ખાડોરે-કોઇ- ૬
નવે વર્ષે એ રસ લેતાં, સહુજ પ્રાપ્તિ થાજો,
મોતીરામ સબરસ થકી તમ, વર્ષ સુખે જાજોરે-કોઇ. ૭

---

(૫૦)

## મદનદહન.

### વસંત તિલકા.

ત્યાં લાગ જોઇ મદને શર એક માર્યું,
તેથી તપસ્વી મનડું, કુમળું વિદાર્યું
વૃત્તિ હતી સ્થિર સહુનિજ આત્મ ધ્યાને,
મસ્તાન થૈ વહતી સૌ વિષ ભોગતાને- ૧

જાણે ગિરિ શિરપરે સરમાં ભરેલું,
પાળો તૂટે, નિર બહુ વહને વહેતું
વા રક્તધાર વહી જે શરધા મહિંથી
રાગી બન્યું મન તપસ્વીતણુંજ તેથી— ૨

શાળા મહીંથકી છુટયા ખૂબ મસ્તીખોરો,
ત્રાતા ગયે નગરમાં પ્રગટયાજ ચોરો,
વા હાથી ગંડુલ થયો, નિજબંધ ત્રોડયા,
વા સારથી કર થકી, છુટી અશ્વ દોડયા— ૩

ગંભીરતા ગઇ અરે, ભૂમિ કંપનાથી,
કે અબ્ધિ વારિવહતું, નિજમાન ત્યાગી,
હાવે થશે શું શરધા કયમ આ રૂઝાશે ?
મસ્તાન વૃત્તિ કયમ ધ્યાનમહીં શમાશે ? ૪

શી રીતથી વહનવારિ તણું ખળાશે?
રાગી થયું ચિત્ત વિરાગીજ કેમ થાશે ?
શિષ્યો તણો કઇ રીતે, બળવો શમાશે ?
ને ચોર આ નગરમાં થકી કેમ જાશે ? ૫

ગાંડાપણું કરીતણું કયમ આ શમાશે ?
ને અશ્વ આ ભડકી નાસી જતા ઝલાશે ?
વાળી કહો ઉદધિવારિ કયમે શકાશે ?
વારિતણું વહન આ કયમ ફેરવાશે ? ૬

યોગી પડયા વમળમાં, થઇ શું ગયું આ ?
શા કારણે મન સમાધિ થકી ચળ્યું આ ?

વૃત્તિ સહુ બળ‍ાકરી, સ્થિર તો કરે છે,
પાર્શ્વે ઉભો મદન ત્યાં નજરે પડે છે. ૭

જ્યાં કામ પુષ્પશરયુક્તજ દ્દષ્ટ આવ્યો,
ત્યાં ક્રોધ તો નખશિખે શિવનેજ વ્યાપ્યો,
ઓષ્ટો જરા ફરકીયા, ભ્રકુટી ચઢીને,
આરક્ત વર્ણ સહુ ત્યાં, મુખડું થયું છે. ૮

કંપી ઉઠયું સહુ શરીરજ ક્રોધ વ્યાપે,
ખૂલી ગયું તૃતીય નેત્રજ આપ આપે,
ત્યાં દેવતા ગગનમાં સ્તુતિઓ પુકારે,
"રે શાંત, શાંત, પ્રભુ શાંત બનો" ઉચ્ચારે ૯

શબ્દો હજુ સુર તણા નીકળે ત્યહાંતો
ને અંજલિ સહિત શિર્ષ નમે તહાંતો,
વહ્નિ થયો પ્રગટ નેત્રથી દોડી તેણે,
બાળીજ ભસ્મ કરીયો, રતિના પતિને ૧૦

આ હાલ પુષ્પશરના નિરખી ગિરિજા,
ધ્રુજી ઉઠી વદન મ્લાન થઇ ગયું ત્યાં;
ને શંકરે નિજ તણું, તપ ભગ્ન માન્યું,
સ્ત્રી સંગ ત્યાગ કરવો, મન એમ ધાર્યું. ૧૧

**અનુષ્ટુપ.**

અંતર્ધાન થયા ત્યાંથી, ત્યાગી આશ્રમ તે દીધો;
શંકરે સૌ ગણો સાથે વાસ અન્ય સ્થળે કીધો.

---

(૫૧)

# રતિવિલાપ.

## ગઝલ.

હે નાથ મારા ક્યાં ગયા, શું ભામિની ભૂલી ગયા
શું દારની નાહિ દયા, આવી જરાએ નાથજી? ૧

કે'તા રતિ તુજ દેહને, મુજ દેહ તો જૂદા ખરે,
પણ જીવ તો છે એકએ, બોલ્યું સ્મર્યું ના નાથજી. ૨

સુંદર બનેલી વાટિકા, તેમાં ખીલેલા'તી લતા,
તેમાં સુરંગે ખેલતાં, બોલ્યા હતા શું નાથજી? ૩

"જો જો પ્રિયે આ આમ્રને, ભેટી ઉભેલી વેલ છે,
કેવા કરે છે ખેલ એ", વ્હાલે વદ્યા'તા નાથજી. ૪

"એ લાડ કરી વેલને, સામો લડાવે આમ્ર એ"
એવું વદી વ્હાલા મને, ચુંબન કર્યા'તાં નાથજી. ૫

કો'ને હવે, એ વાટિકા, જોઇશ શી રીતે લતા,
એ ખેલ વૃક્ષોના ભલા, છાતી બળે, હે નાથજી. ૬

આ દેવ સૌ વૈરી થયા, ના કામ જે તેથા થયાં,
તેમાં તમોને તાપની, સામે ધર્યાં હો નાથજી. ૭

સુતો પરાયા છો બને, આવા, ખરે દેવો ગણે,
આપી દીધાં કૃષ્ણાર્પણે, ગૃહ પારકાં હો નાથજી. ૮

સમજુ હતા સ્યાણા હતા, ડાહ્યા હતા રે'તા છતાં,
શાને થયા હાવે 'હતા', મૂકી રતિને નાથજી. ૯

વ્હાલા અબોલા કાં ધર્યા, શું રીસથી રાગી બન્યા?
કે સંગથી ત્યાગી[1] બન્યા? બોલો જરા હો નાથજી. ૧૦

વ્હાલા તમારી ભસ્મને, મારે લગાવી અંગને,
બાવી થવાનું છે રહ્યું, મારે હવે તો નાથજી. ૧૧.

---

( ૫૨ )

## પાર્વતી તપ.

### વંશસ્થ.

હતાશ બાળા થઇ કામનાશથી
બીધી બહુ શંકર ઉગ્ર તાપથી,
વિચાર કીધો, "કરવું હવેય શું"
મનોરથો સિદ્ધ થશે ન થાય શું? ૧

### ઉપજાતિ.

પાપો નડે જન્મ કયે કરેલાં
ધાર્યાં મને તે મનમાં રહેતાં
જો ભાગ્ય હોયે ભૂત તો રળે છે,
અભાગી યત્નો ધૂળમાં મળે છે. ૨

---

૧ ત્યાગી શંકરના સંગથી.

મારે લીધે કામ થયો વિનાશ,
રતિ બિચારી રડતી ઉદાસ,
તો શું કરૂં, જાઉં હવે હું કયાંહી,
પ્રેમી વિના ચેન પડેજ નાહિ. ૩

અક્ષિ ઉઘાડી, મુજને નિહાળી,
ત્યારે ગણ્યું મેં, થઇ ભાગ્યશાળી,
થશે હવે સદ્ય સ્વીકાર મારો,
આવ્યો હવે છે સુખનોજ વારો. ૪

આશા ભરી પૂજન હું કરૂં ત્યાં
કૃપા કટાક્ષે નિરખે પ્રભુ ત્યાં
સ્વરૂપ તો ઉગ્ર થઇ ગયું ને
આશા બધી મુજ હરી ગયું તે. ૫

ગણી પ્રભુ શું તપ માંહિ ખામી ?
કે પ્રેમ ભક્તિ અધુરી ગણાણી ?
વા યોગ્યતામાં કંઇ ન્યુનતા છે,
બોલો પ્રભુ શુંજ અપૂર્ણતા છે ? ૬

જો હું પ્રભુ સ્વીકૃત નાહિ થાઉં,
જન્મ્યું જીવ્યું તે સહુ ધૂળ માનું,
શું કામ આ આભરણો તણું છે,
શું કામનું જીવન જે ધર્યું તે ? ૭

ખાવું પીવું ને સઘળા વિલાસ,
છે વ્યર્થ એ સૌ મન જો ઉદાસ;

આ ચીર ને આ પટકુલ કેવાં,
શા મ્હેલને મંદિર દાસ સેવા ૮

જે રૂપથી પ્રિતમ ના રીઝે છે,
તે રૂપથી તો મનડું સીઝે છે,
જે ના શકે પ્રિતમ અક્ષિ ઠારી
તે દેહ જાણું, વિષ વેલ કયારી. ૯

બાળા કરે ત્યાગ તણો વિચાર,
ને અક્ષિ માંહિ થકી અશ્રુ ધાર,
વ્હેતી ગણો શ્રાવણ ભાદ્ર નેવ,
અશ્રુ અભિષેક તણીજ સેવ. ૧૦

ગયા પ્રભુ જો તપ સાધવાને,
હું એ તપું પ્રિતમ પામવાને.
એ જો ગણે વાસ સ્મશાન સારો,
મારે હવે હો વનમાંહિ વાસો. ૧૧

જ્યાં સુધી એ શંભુ પદે વસું ના,
ને પ્રેમ યોગ્યા નંહિ હું બનું ત્યાં,
ત્યાં સુધી દેવા સહુ ભોગ ત્યાગી.
રહું સદા હું વનવાસ સાધી. ૧૨

આવો કરી નિશ્ચય તેહ બાળા,
સંન્યાસિની વેશ ધર્યા રૂપાળા,
જે ચર્ણને કોમળ પુષ્પ ખૂંચે,
તે ચર્ણ તો કંટકમાં ફરે છે. ૧૩

જે પાદ કોઇ દિવસે ન ચાલ્યા,
તે પાદ યાત્રા કરતા રૂપાળા,
જે હસ્ત કાંઇ શ્રમ નાહિ જાણે.
તે આજ પુષ્પો કૂપ વારિ આણે. ૧૪

જે દેહને અંબર શુભ્ર શોભે,
તે દેહ આજે વન વસ્ત્ર ધારે,
જેને સુવા કોમળ પુષ્પ શય્યા,
તે શૈલ શિલાપર તો સુવે છે. ૧૫

બાલા તપે જે તપી મુખ જાતું,
તે આજ ઉષ્ણા તપને સહેતું,
જે કોમલાંગી હતી વેલ જેવી,
તે શીત ઉષ્મા વરસાદ સ્હેતી. ૧૬

આજ્ઞા પહેલાં દશ દાસ દોડે,
તે આજ દાસી થઇ વૃક્ષ સેવે,
અરણ્યમાં આશ્રમ એક બાંધી,
તપસ્વિની રે' તપ ત્યાંહિ સાધી. ૧૭

થતા હતા ચંદનનાજ લેપ,
તે દેહને ભસ્મ તણી સુસેવ,
કેશો થતા સિક્ત સુગંધી તેલે,
( આજે) જટા સ્વરૂપે મુની માન મેલે. ૧૮

હાથોપ્રરે કંકણુ જ્યાં હતાં ત્યાં
રૂદ્રાક્ષ આજે બહુ શોભતી ત્યાં,
નુપૂર નાદો નહિ સંભળાએ,
નાહિ દિસંતી કટિ મેખલા છે. ૧૯

જ્યાં શોભતા હાર મણિ જડેલા,
રૂદ્રાક્ષ માળા પણ શોભતી ત્યાં,
કર્ણો વિષે કુંડળની જગ્યાએ,
પુષ્પો તણી ના કળીએ જણાએ. ૨૦

દાસી બની છે મૃગલી ઉમાની,
વેલો સખિઓ થઇ અંબિકાની.
ને ઝુંપડી મ્હેલ સ્વરૂપ ભાસે,
ને દિવ્ય તો આશ્રમ તેહ લાગે, ૨૧

પ્હેલાં કીધો અન્ન તણોજ ત્યાગ.
ગ્રીષ્મે સહ્યો પંચ સુઅગ્નિ તાપ,
વર્ષા મહિ અંબર એક ધારી,
બેસી રહેતી ઉમિયા બિચારી. ૨૨

ને શિત કાળે જળ વાસ રાખ્યો,
પડયાં નીચે પર્ણ અહાર સારો,
દ્દષ્ટિ સ્થિરાથી રવિ જોઇ રે'તી,
ને દિન આખો સહુ તાપ સ્હેતી. ૨૩

વેલી સુકાયે જળ વિણ જેવી,
મેના સુતા શુષ્ક થઇ છ તેવી,
અક્ષિ મહિ ચંચળતા હતી તે,
જતી રહી સ્થિર બની રહી છે. ૨૪

થયો દિસે દેહ સુવર્ણ કેરો,
છે હાડ માળો ચરમે મઢેલો.
જાણે તપસ્વી તપ મૂર્તિ આજે,
એ ભક્તાને દર્શન દેતી લાગે. ૨૫

---

—ઇતિ શ્રી—

# ધી વીલે પાર્લે લીટરરી યુનીયન

---

## ઉદ્દેશો.

સાહિત્યસેવા બજાવવી

કેળવણીનો પ્રચાર કરવો.

ધર્મ વ શક્તિની ખીલવણી

થી કેળવણીની અભિવૃદ્ધિ કરવી.

ઐક્યતા વધારવા

ગરીબોને સહાયતા કરવી.

ઠેકાણું:—
૪૧, વેસ્ટ,
વીલેપારલે,—મુંબઈ.

મંત્રી,
ધી. વી. પા. લી. યુ.